महतापुण्यपण्येन
क्रीतेयंकायनौस्त्वया ॥
पारंदुःखोदधेर्गन्तुं
तरयावन्नभिद्यते ॥ १ ॥
सजीवतिगुणायस्य
यस्यधर्मःसजीवति ॥
गुणधर्मविहीनस्य
जीवितंनिष्प्रयोजनम् ॥२॥

# શ્રી નવલરામવિરહ.

બનાવનાર.

## ભગવાનલાલ ડુંગરશી પાઠક.

ન્યાતે ગિરનારા બ્રાહ્મણ.
કાઠીઆવાડ એજન્સિમાં સંસ્થાન જુનાગઢ
તાબાનું ગામ મહાલ સીલબંદરની સર
કારી ગુજરાતી નિશાળના મેહેતાજી.
રહેવાસી મહાલ ચોરવાડ બંદરના.



અમદાવાદમાં.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જન-
રલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.



કીંમત સાડાત્રણ આના.

# અર્પણ પત્ર.

## સ્વદેશ ભક્ત,

નરરત્ન, સ્વદેશ દુઃખજ્ઞ,

ગુર્જર ભૂમિના સૂર્યરૂપ,

કવીશ્વર.

## દલપતરામ ડાહ્યાભાઈ.

સી. આઈ. ઈ.

આપે ગુર્જર પ્રજાની અતુલ્ય સેવા બજાવી છે, તેમજ આપ કવિ વર્ગમાં શિરોમણી છો; આપની કવિત્વ શક્તિ માટે તમામ પ્રજા આફ્રીન છે; એટલુંજ નહિ પરંતુ દેશીય અને વિદેશીય જન મંડળ, આપે જે લોક કલ્યાણાર્થે સ્વાત્માર્પણ કર્યું છે તેને માટે આપના પ્રતિ પૂજ્ય ભાવથી જૂએછે અને ગુર્જર દેશ હર્ષ સહિત મગરૂર થાય છે.

જે મનુષ્યે લોક કલ્યાણમાંજ પોતાનું જીવન ગાળ્યું છે તે શિવાય આ સ્વપ્નવત્ સંસારમાં, કોઇનું નામ ચિરકાળ રહ્યું નથી, રહેવાનું નથી અને રહેશે પણ નહિ એ વાત જગ પ્રસિદ્ધ છે.

આપે પણ જન મંડળના શ્રેય માટે સ્વાત્માર્પણ કરી અમર પદ મેળવ્યું છે.

આવી રીતનાં આપનાં ઉપકારી સુકર્ત્તવ્યથી આકર્ષાઈ આ નાશવંત દુનીઆં છોડી ગયેલા, પરંતુ અમર પદને પામેલા એક મહાન્ પુરૂષના વિરહનું આ લઘુ પુસ્તક આપની સમ્મતિથી આપના ચરણ કમળ સમીપ સમર્પુંછું.

હું છું સેવક.

અલ્પ જ્ઞાની

**ભગવાનલાલ ડુંગરશી.**

# પ્રસ્તાવના.

મારા પરમ પૂજ્ય ગુરૂ રા. શ્રી નવલરામ લક્ષ્મીરામ રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ સાહેબ સ્વર્ગવાસી થયાના સમાચાર મળ્યા, ત્યારથી આ દુઃખદાયક સમાચારે મારૂં હૃદય પ્રજાળવા માંડ્યું.

પૂજ્ય અને વિદ્વાન ગુરૂના વિયોગથી અંતરમાં આગના ભભૂકા ઉઠ્યા, હૃદય બળવા માંડ્યું, છાતીમાં ગુરૂ વિયોગનો કારી ઘા લાગ્યો, શું કરવું? બહુ મુઝાણો, મારૂં હૃદય કેમ ખાલી કરૂં? મારા ગુરૂજીનાં વખાણ, તેમનો સ્નેહ, વિદ્વતા, ડહાપણ, ગુર્જર પ્રજા તથા ભાષા ઉપર કરેલા ઉપકારો અને તેમના તરફથી મળેલી રૂડી શિખામણ, આ સઘળું વર્ણન કોની આગળ કરી મારૂં હૃદય વિયોગરૂપી અસહ્ય ભારના દુઃખથી પીડિત થએલ ખાલી કરૂં? અંતે રસ્તો સૂઝ્યો; પરમકૃપાળુ ઈશ્વરે મારા દુઃખિત અંતરમાં પ્રેરણા કરી તેથી મેં ગુરૂના પ્રેમથી આકર્ષાઈ **શ્રી નવલરામ વિરહ** એ નામનું આ લઘુ પુસ્તક કવિતામાં ભાતભાતના છંદ તથા રાગ જેવા કે ઝૂલણા, સોરઠા, લાવણી આર્યા ઈત્યાદિ કરૂણારસથી ભરપૂર બનાવ્યું.

આ કવિતા બનાવતાં બનાવતાં આ દુઃખિત-હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થવાથી સદુપદેશ મળ્યોઃ—રે જીવ, વિચાર કર, આ ક્ષણિક જગત્માં કોઈ ચિરકાળ રહ્યું નથી, રહેવાનું નથી, અને રહેશે પણ નહિ. ક્રુર કાળના પંજામાંથી કોણ બચ્યું છે?

ત્યારે નિરર્થક શોક કરવાથી શું વળવાનું છે! અરે તેની સાથે વળી બીજો વિચાર કર કે નવલરામ મૃત્યુને પામ્યા નથી, તેઓતો સદાકાળ અમર છે; તારાં નેત્રને સંસારની માયારૂપી પડળ આવેલાં છે, તેથી તું તેમને મૃત્યુ પામેલા દેખેછે, પરંતુ જે પુરૂષ આ ક્ષણિક જગત્માં લોક કલ્યાણ—

ઈશ્વરાર્પણ કરેછે તે અનંતકાળ સુધી અમર પદનેપામેછે.

છેવટ આ લઘુ ગ્રંથ પ્રગટ કરતી વેળા સાહેબો, ગૃહસ્થો અને શેઠ શાહુકારો વગેરે તમામ પ્રજા પ્રત્યે મારી નમ્ર વિનતિ એટલી છે કે આ ચોપડી જેમ બોહળા ફેલાવને પામે, તેવી રીતે આશ્રય આપી આભારી કરશો.

માસ્તર સાહેબો અને આસિસ્ટંટ માસ્તરો વગેરે તો આ લઘુ પુસ્તકને સંપૂર્ણ રીતે મદદ આપશે તેમાં કાંઈ શક જેવું છેજ નહિ.

કાઠીયાવાડી કોઈ પણ માસ્તર સાહેબો પશ્ચાત નહિ પડતાં આ લઘુ પુસ્તકને સંપૂર્ણ મદદ આપી, પોતાના મહાન્ ગુરૂજી પ્રત્યેનો શિષ્ય પ્રેમ બતાવી કતાર્થ થશે.

હું કાંઈ કવિ નથી પણ કવિના દાસનો દાસ છું. જેથી આ ચોપડીમાં કાંઈ ભૂલ ચૂક માલમ પડે તો સુજ્ઞ ગૃહસ્થોની ભલામણથી હું સુધારવા પ્રયત્ન કરીશ; એટલુંજ નહિ પરંતુ તેઓ સાહેબનો અંતઃકરણથી ઉપકાર માનીશ.

આપણા પ્રખ્યાત ગુર્જર કવીશ્વર રા. રા. શ્રી દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ. એઓ સાહેબે આ ચોપડીમાં કોઇ કોઈ સ્થળે સુધારો કર્યો છે, તેથી તેઓ સાહેબનો હું ખરા અંતઃકરણથી ઉપકાર માનુંછું.

આ પ્રસંગે એક સર્વોત્તમ બીના પ્રસિદ્ધ કર્યા વગર મારાથી રહેવાતું નથી અને તે બીના તે એછે કે મારા સ્વર્ગવાસી સર્વોત્તમ ગુરૂજી રા. રા. શ્રી નવલરામ ભાઇના ચિરંજીવી સુપુત્ર રા. શ્રી ધીમંતરામ ભાઇએ આ "શ્રી નવલરામ વિરહ"ની ૧૦૦૦) એક હજાર પ્રતો પોતાને ખર્ચે મને છપાવી આપી છે. એ તેમણે પોતાના વહાલા પિતાજી પ્રત્યે અતુલ્ય ફરજ બજાવી છે; અને મને જે સદરહુ ઉમદા મદદ આપી તેથી તેઓ સાહેબનો હું ઘણોજ આભારી થયોછું.

## મનહર છંદ.

ધન્ય છે ધીમંતરામ, આપ તણી જનનીને,
તાત તણા ગુણની, કદર આપે જાણી છે;
"નવલ વિરહ" ને, આધાર અતિ આપવાથી,
આપતણી [1]કિરતિ, જગત્ વખણાણી છે;
જનની જણ તો જણ, ધીમંત રામના જેવા,
જેણે પિતા પ્રત્યે અતિ, પ્રીતિ મન આણી છે;
કહે ભગવાનલાલ, [2]જનમ્યો શ્રવણ બીજો,
નામ તે ધીમંતરામ, રૂડી જેની વાણી છે.

ભગવાનલાલ ડુંગરશી.
પાઠક.



---

૧ કીર્તિ. ૨ જન્મ્યો.

## શ્રી

# નવલરામ વિરહ.

### દોહરા.

અરર ઈશ આ શું થયું, મુખે કહી ન શકાય;
નવલરામ સ્વર્ગે ગયા, કહેતાં જિભ કપાય. ૧
હું જાગૃત કે ઉંઘમાં, ગઈ શુદ્ધિ ને સાન;
શું આ વાત હશે ખરી, એમ બન્યો બેભાન. ૨
ભાન રહ્યું નહિ [૧]ચિત વિષે, ગાંડા કરૂં વિચાર;
જૂઠો જન કોઈ હશે, મૃત્યુ પત્ર લખનાર; ૩
રે લખનાર ગમાર નહિ, પણ તું જીવ ગમાર;
નવલરામ નિશ્ચે ગયા; દિસે હાહાકાર. ૪
વળી પાછો ધરણી ઢળ્યો, દિલમાં દુઃખ અપાર;
નવલ ગુરૂજી ક્યાં ગયા, એમ કરૂં પોકાર. ૫
રડવા લાગ્યો હું બહુ, ધીરજ તો ન ધરાય;
શિષ્ય ઉદાસી સઉ થયા, થર થર કંપે કાય. ૬



### ( ૨ ) લલિત છંદ.

નવલરામનું મૃત્યુ સાંભળી, ઢળી પડ્યા સઊ શુદ્ધિ ત્યાં ટળી;
અરર મૃત્યુ આ દેહડી દમે, નવલરામરે ક્યાં ગયા તમે. ૧
અરર દૈવ આ કોપ શો કર્યો, નવલ હીરલો કેમ તેં હર્યો;
દુઃખી થયાં અમે ચિત્તડું ભમે, નવલરામરે ક્યાં ગયા તમે. ૨
નશીબ ફૂટિઆં[૨] દુઃખીઆં થયાં, નવલ [૩]નર્મદા રણ એ ગયાં;
અરર દૈવ આ શું તને ગમે, નવલરામરે ક્યાં ગયા તમે. ૩
સરવ શિષ્ય તે દુઃખીઆ ઠર્યા, વૃધ[૪] પિતાજીને રાંકડા કર્યા;
[૫]પતનિ આપનાં દુઃખી આસમે, નવલરામરે ક્યાં ગયા તમે. ૪

---

૧ ચિત્ત. ૨ ફૂટ્યાં. ૩ પ્રખ્યાત કવીશ્વર નર્મદાશંકર લાલશંકર. ૪ વૃદ્ધ. ૫ પતિ.

[1]વૃધ પિતાપરે કેર શો કર્યો, અરર દુઃખનો ડુંગરો ધર્યો;
અરર હાયરે દુઃખીઆ અમે, નવલરામરે ક્યાં ગયા તમે. ૫
સુજન સર્વને દુઃખ લાગિયું,[2] વિકટ સાગરે નાવ ભાગીયું;[3]
અરર દુઃખ આ દિલડું દમે, નવલરામરે ક્યાં ગયા તમે. ૬
રૂદન તેહનું કર્ણ સાંભળી, કઠણ છાતી તે જાય છે ગળી;
સુત સુતા તણા શોક ના સમે, નવલરામરે ક્યાં ગયા તમે. ૭
વિરહ સાગરે મિત્ર સૌ પડ્યા, વજર[4] છાતીના તે બહુ રડ્યા;
અરર દુઃખ આ વેઠીએ કયમે, નવલરામરે ક્યાં ગયા તમે. ૮

દોહરો.

આ લખનાર દુઃખી બહુ, કરે અતિ કલ્પાંત;
હાય હાયરે શું થયુ. દેશ દુઃખી ગુજરાત. ૧



(૩) હરિગીત છંદ.

ગુણવાન જે નર વીર ધીર સુજાણ, સ્વર્ગે સાંચર્યા;
શુણી વાત એવી સૌજનો દુઃખ, સાગરે ડુબ્યા ખરા;
નવ ભાન કાંઈ ત્યાં રહ્યું જ્યાં, શોક સિંધુમાં પડ્યા;
દુઃખીઆ થઇ દિલડા વિષે સઉ, રાગ તાણીને રડ્યા. ૧
રે નવલ આપ વિયોગથી મુજ, કાળજું કચરાયછે;
નવ કષ્ટ તે હું કહિ શકું, મન માહરૂં ગભરાયછે;
રે જ્ઞાની ગુરૂજી ક્યાં ગયા, કયાં શોધ કરવી આપની;
તજી ભાન હું ભગવાન તે, પિડા સહું પરિતાપની. ૨



(૪) ગાથા અથવા આર્યા છંદ.

નવલરામ ગુજરાતી, ભાષાને અતિ સુધારવા વાળા,
અરર ગયા ક્યાં નાશી, ગુણીયલ ગંભીર શોભાળા. ૧
કર્યા ઘણા ઉપકારો, ગુજર ગિરાપર દિલ દયા આણી,

---

૧ વૃદ્ધ. ૨ લાગ્યું. ૩ ભાગ્યું. ૪ વજ્ર.

દીન બની ઘણી જાણી, સુધારી તેથીજ વખણાણી. ૨
તે ગુજરાતી વાણી, પાણી આણી દૃગે રહી રોતી;
નર્મદ નવલ જવાથી, સહાયકારી નથી જોતી. ૩
નવલ ગયા ક્યાં નાશી, ભાષા દાસી દિસે દુઃખી ભારી;
અરે નવલ ફરી આવો, આપો લ્હાવો દયા ધારી. ૪
ગંભીરતા ગુણવાળા, લાયક નર ક્યાં ગયા તમે નાશી;
હતી ઘણી ઉલ્લાસી, તે ગુજરાતી બની દાસી. ૫
હસ્ત કપાણા મારા, નર્મદ નવલ રૂપી જે હતા પ્યારા;
તેથી મુજ તન કંપે, નયણે સૂકે ન જળધારા. ૬
થઇછું હું નોધારી, આભારી કરો બચાવીને કોઇ;
દુઃખ દરીઆમાં ડુબી, અરે કરૂં શું મરૂં રોઈ. ૭
અરે દુઃખી હું થઇછું, અરે મટાડો મહાન્ દુઃખ મારૂં;
નર્મદ નવલની તુલ્યે, હશે હવે કોણ થાનારૂં ? ૮
અરે ધિરજ તું ધરજે, કાળ જરૂર નિજ કૃતિ કર્યા કરશે;
ધરશે દુઃખ ઉર તારૂં, કોઈ મહાવીર અવતરશે. ૯
હા ! એ વાત ખરી છે, પણ હમણાં હું થઈ પૂરણ દુઃખી;
નર્મદ નવલ વીરાથી, હતી ઘણી હું ખરે ! સુખી. ૧૦
સુખ દુખ કેરી છાયા, જગમાં સહુને શિરે જરૂર આવે;
તેમ થયુંછે તુજને, માટે તું દુઃખ નવ લાવે. ૧૧
અરે બેની ગુજરાતી, છાતી ફાટી ઘણીજ મુજ જાએ;
તોપણ હવે શું કરવું, ભાવી પાસે નથી ઉપાએ. ૧૨
હતા ગુરૂજી અમારા, અતિશય પ્યારે ભણાવિયા[1] અમને;
ગયા ગુરૂ ગુણવંતા, તે દુઃખતો શું કહું તમને. ૧૩
વિદ્યાવંત વિવેકી, ગંભીર ગુણ નિધિ દયાળુ પ્રખ્યાતા;
હતા ગુરૂજી અમારા, બહુ જ્ઞાનીને રસ જ્ઞાતા. ૧૪
અમૃત જેવાં વચનો, જે સુણતાં ઉર વિશેષ સુખ આપે;

---

૧ ભણાવ્યા.

ગુરૂ પરલોક જવાથી, તે વચનો આજ સંતાપે. ૧૫
નથી કાંઈ વળવાનું, નથી એ વાતે રહ્યોજ ઉપાએ;
રે બેની ગુજરાતી, તેથી ફોગટ શોક દુઃખ થાએ. ૧૬

---

## (૫) ઝૂલણા છંદ.

નવલના મૃત્યુથી આભ તૂટી પડ્યો, અંતરે એટલું દુઃખ આવે;
ગુરૂ ગુણવંતના સ્વર્ગ નિવાસથી, પેટમાં અન્ન પૂરૂં ન ભાવે;
દુઃખ દીધું ઘણું દોહ્યલું કાળ તેં, કાળ તેં કામ કૂડુંજ કીધું;
રે ભૂંડા કાળ તેં કામ કાળું કર્યું, ગુર્જરી રત્ન શા માટ લીધું? ૧
સ્વર્ગની વાણીમાં ફેર કાંઈ પડ્યો, ચીથરીયાં પત્રનું જોર વાધ્યું;
વાણી સુધારવા ચીથરીયાં દાબવા, નવલશુભ રત્નમુજ હાથ લાધ્યું;
રે કુડા કાળ ઊતાવળો બહુ થઈ, ગુર્જરી વાણીપર જુલમ કીધો;
નર્મદા લઈ જતાં તૃપ્ત તું નવ થયો, નવલને ક્રુર તેં ઝડપી લીધો. ૨
રે ભૂંડા કાળ તું લોભીઓ છે બહુ, લોભીઓ પાપનું કામ સારે;
કાળીદાસાદી કવિ પંડીતો લઈ ગયો, તોયશું પેટીમાં ખોટતા રે;
ભૂમીનાં રત્ન તું એટલાં લઈ ગયો, ગણતી કરનાર ગણતાં જ હારે;
તોયતું તો સદા કાળ ભૂખ્યો દિસે, એવડી ભૂખ તેં ક્યાંથી તારે. ૩
કર કૃપા કાળ તું એટલી મુજ પરે, ચોપડા ચિત્તથી જો તપાશી;
રત્નના ઓઘના ઓઘ નજરે પડે, શીદ કરે ગુર્જરો તું ઉદાસી;
નવ નવું રત્ન જે ગુર્જરી નવલ તે, આપની પાછું તું ભાઇ પ્રીતે;
દાસ ભગવાનની વિનતિ ધ્યાન ધર, ગુર્જરો થાય તો રાજી ચિત્તે. ૪



## (૬) સોરઠા.

ગુરૂજી ગુણ ભંડાર, ગૂમ થઈ જાતા રહ્યા;
અંતરમાંહિ અપાર, દિલગીરી વાસો વસે. ૧
દુઃખી આપના તાત, વૃદ્ધ પણે બા દોહ્યલો;
કુટુંબ કરે કલ્પાંત, રૂદન ન જાએ સાંભળ્યું. ૨

અરે દૈવ શા માટ, રંક મનુષ્ય રડાવીયાં;
વળી ગયોછે દાટ, નવલ જતે ગુજરાતમાં. ૩
શૂન્ય કરી કોલેજ, શૂન્ય બુદ્ધિ સૌની કરી;
અતિ અઘટિત તો એજ, કામ કર્યુંછે કાળ તેં. ૪
આપ જતે થઇ હાણ, કેળવણીના કામમાં;
દુઃખનાં વાગ્યાં બાણ, હૈયામાં હોળી બળે. ૫
વ્યુત્પત્તિ શુભ રીત, કોણ શિખાવે પ્રીતથી;
કથીત પાઠ ખચીત, આપ વગર રઝળી ગયો. ૬
કેળવણીનો પ્રકાર, નિબંધ નિયમ સરવળી;
શિક્ષા પદ્ધતિ સાર, અરે કોણ શિખાવશે. ૭
અર્થ શાસ્ત્રનું જ્ઞાન, અતિ વિગત વિસ્તારથી;
દેશે કો વિદ્વાન, નવલ ગુરૂજી આપવિણ. ૮
વિવેક યુકત વિચાર, રૂડી શિખામણ હેતથી;
આપી વારંવાર, આભારી અમને કર્યા. ૯
હૈડું ફાટી જાય, ગુરૂજી આપ વિયોગથી;
હાય હાયરે હાય, ગુરૂજી ક્યાં નાશી ગયા. ૧૦
કહે દાસ ભગવાન, કોણ હવે તે નવલસમ;
દેશે વિદ્યા દાન, એ ઉચ્ચાર ઉરમાં થયા. ૧૧



## જે દિવસે નવલ ગુરૂજીનું મૃત્યુ થયું તે દિવસનો દેખાવ.

(૭) મનહર.

ખાવા ધાયછે મકાન, કોલેજનું આજ ભાઈ,
કોલેજનાં વૃક્ષ સઉ ઉદાસી દેખાય છે;
રાજકોટ માંહે અતિ દિલગીરી બાપી રહી,
ગુજરાત પ્રાંત આજ શોકમાં સૂકાય છે.

આકાશમાં રવી તણો રથ અટકીને રહ્યો,
પંખીઓ તમામ આજ દુખથી પીડાય છે;
કારણ કે નવલનું મૃત્યુ થયું એથી આજ,
દુઃખ મય દશે દિશે દિવસ દેખાય છે. ૧

---

## (૮) લાવણી.

કુદરતના કરનાર, ખલકના સ્વામી;
તુજ રચના અપરમપાર, જરા નહિ ખામી. એ રાગ.
જુઓ જુઓ બહુ થયો જૂલમ ગુજરાતે,
આ નવલરામ નરવીર સ્વર્ગ લઈ જાતે. ટેક.
સત્ય તણો ગિરિરાજ, ગયો આ ટાણે,
આ થઈ દુઃખી ગુજરાત, સ્વર્ગ સુખમાણે;
ખરા ગુરૂની ખોટ કેળવણી ખાતે,
આ નવલરામ નરવીર સ્વર્ગ લઈ જાતે. ૧
વિવેકી વિદ્યાવંત ન્યાયી માયાળુ,
આ ગુણીયલ ગુર્જર સ્થંભ હવે કયાં ભાળું;
શીષ્ય ઉદાસી બન્યા ગુરૂ ગૂમ થાતે,
આ નવલરામ નરવીર સ્વર્ગ લઈ જાતે. ૨
નર્મદને લઈ ગયા નવલ પણ સાથે,
આ જુલમ જુલમ બહુ કર્યો અમારે માથે;
કીધો અતિ અન્યાય તમે આ પ્રાંતે,
આ નવલરામ નરવીર સ્વર્ગ લઈ જાતે. ૩
ક્રુર કીધું બહુ કામ દયા નહિ લાવ્યા,
દાઝ્યા પર દીધો ડામ રાંક રેડાવ્યા;
દુખીઆં ગામો ગામ નાગરી નાતે,
આ નવલરામ નરવીર સ્વર્ગ લઈ જાતે. ૪
નર્મદ કેરૂં દુઃખ સહન નવ થાતું,

આ નવલ રત્ન લઈ દીધી પડ્યા પર પાટુ;
દુઃખી દુઃખી બહુ બન્યા દુઃખ બહુ થાતે,
આ નવલરામ નરવીર સ્વર્ગ લઈ જાતે. ૫
કહે દાસ ભગવાન દુઃખ બહુ થાએ,
આ ગુણીયલ ગુરૂ વિયોગ કેમ સહેવાયે;
કાઢું છું દિન રાત દુઃખડાં ગાતે,
આ નવલરામ નરવીર સ્વર્ગ લઈ જાતે. ૬

## (૯) શિખરિણીવૃત.

અહો વિદ્યા ધિશા, કર નજર તું ગુર્જર ભણી,
દુઃખી સૌ દેખાએ, ગુમ થઈ જતાં પારસ મણી;
ગુરૂ જ્ઞાની મારા, અતિશય વિવેકી ગુણ નિધી,
પ્રભુ તે જાવાથી, અમ તણી દુઃખી હાલત કીધી. ૧

## (૧૦) રાગ પરજીયો.

ફરી હવે ફારબસ જેવોરે, અમલદાર ક્યાં મળે એવો. એ રાગ.
નવલ થતાં સ્વર્ગ નિવાસીરે, થઈ ગુજરાત ઉદાસી. ટેક.
ગુર્જર વાસી થયા ઉદાસી, નાશી જતાં નર રત્ન;
ગુર્જર વાણી સરસ સુધારી, પૂર્ણ કરીને પ્રયત્ન. નવલ૦ ૧
ઇસ્વિ અઢારસેં સાડત્રીશામાં, જન્મ્યો હતો નરવીર;
કેળવણી અંગરેજી લઇને, ગુણ મેળવ્યા ગંભીર. નવલ૦ ૨
ડીસા વિષે અંગરેજી શાળામાં, માસ્તર [1]બનીયા સાર;
ગોપી પુરામાં થયા વળી માસ્તર, સુરતમાં નિરધાર. નવલ૦ ૩
ટ્રેનિંગ સ્કૂલ તણા મુખ્ય માસ્તર, સુરતમાં થયા તેહ;
એક નિષ્ઠાથી નોકરી કરતા, રાખી તેમાં ગણો સ્નેહ. નવલ૦ ૪
અમદાવાદમાં ત્યાંથી નીમાયા, વાઇસ પ્રીન્સિપાલ;
પ્રિન્સિપાલ થયા રાજકોટમાં, ટ્રેનિંગ સ્કૂલ જે હાલ. નવલ૦ ૫

---

૧ બન્યા.

તે રાજકોટમાં ચૌદ વરસ સુધી, નોકરી કીધી સાર;
શીષ્યોને રૂડી રીતે સુધાર્યા, પૂરો ધરીને પ્યાર. નવલ૦ ૬
ભાવ ધરી ભલી ભાત ભણાવ્યા, રાખીને પ્રીતિ અપાર;
ઘણા મેહેતાજીઓ તેના આભારી, માને ઘણો ઉપકાર નવલ૦ ૭
જ્ઞાન દેવા માંહિ ગંભીર ગુણના, લાયક તે સરદાર;
નીતિ અને ઉપદેશ દેવામાં, ડાહાપણના ભંડાર. નવલ૦ ૮
શાળાપત્રના તંત્રી તરીકે, વર્ષ રહ્યા તે અઢાર;
સારી રીતે શાળાપત્ર શોભાવ્યું, વિધવિધ જણાવી વિચાર ન૦ ૯
ભટનું ભોપાળુ ને વીરમતી નાટક, પુસ્તક રૂડાં અપાર;
બાળ લગન બત્રીશી બનાવી, કીધો અતિ ઉપકાર. ન૦ ૧૦
વ્યુત્પત્તિ પાઠ અને ગરબાવળી, કીધી કન્યાઓને કાજ;
શિક્ષા પદ્ધતિને નિબંધ રીતિ, બનાવી અક્કલબાજ. ન૦ ૧૧
સંવાદ અકબર બીરબલ કેરો, લખી કીધો ઉપકાર;
રાજ્ય બંધારણ ઇંગ્લંડ કેરૂં, લખ્યું વિવેક વિચાર. ન૦ ૧૨
જન્મ ચરિત્ર જે નર્મદ કેરૂં, લખ્યું ટુંકા માંહિ તેમ;
ટીકા કરી ઘણાં પુસ્તકો કેરી, તે ગુણ ભૂલશું કેમ. ન૦ ૧૩
એવી રીતે ગુજરાતી પ્રજાપર, આભાર કીધા અનેક;
વિયોગ તેનો અંતર માંહિ સાલે, છાતિ ભેદાય છેક. ન૦ ૧૪
શાંત વિવેકીને દ્રઢ મનના, ન્યાયી દયાળુ ગંભીર;
ભવ્ય દેખાવ ભલો હતો જેનો, પ્રકૃતિ જેની અમીર ન૦ ૧૫
દુષ્ટ ભયાનક રોગ જલંદર, કાળ રૂપે આવ્યો જેહ;
તારીખ સાત અગષ્ટ અઢારસો, અઠ્ઠાસીમાં દીધો [1]છેહ ન૦ ૧૬
હાહાકાર થયો દુનીઆમાં, દુઃખ દુઃખ દુઃખ દેખાય;
ભગવાનલાલ ભારે દુઃખ પામે, પણ નથી એકે ઉપાય;
નવલ થતાં સ્વર્ગ નિવાસીરે, થઈ ગુજરાત ઉદાસી. ૧૭



૧ દગો.

## જીવને શિખામણ.

### (૧૧) મનહર.

જ્ઞાન દ્રષ્ટી વડે જીવ, તપાસી તું જોને તારૂં,
રહેનારૂં નથી આ અંગ, કાળ ફાળ મારશે;
લાખો વર્ષ વીતી ગયાં, લાખો પ્રાણી નાશ થયાં,
કાળ વ્યાળ ઝાળમાંહે, કોણરે ઉગારશે;
નવલ ગુરૂજી ગયા, તેમ સર્વે ચાલ્યા જશે,
મોત મહા સાગરથી, કોણ તર્યો તારશે;
ચિત્ત એ વિચાર ધારી, શોક સઘળો વિસારી,
ભગવાનલાલ, ભગવાનને સંભારશે. ૧

---

## આત્મબોધ જીવ શિક્ષામાંથી.

કુબજા શું તપ કીધુંરે ઓધાજી એવું. એ રાગ.
કહું તારા હિત માટેરે, સાંભળ પ્રાણી. ટેક.
જગતનો ખેલ ખોટો, પાણીનો છે પરપોટો;
તેનો તો તેં માન્યો મોટોરે, સાંભળ પ્રાણી. ૧
પરપોટો ફૂટી જાશે, વાર તેમાં નવ થાશે;
પછી શું કરી શકાશેરે, સાંભળ પ્રાણી. ૨
જગમાં તું આવ્યો ઠાલો, ખોટો તેં કીધો કબાલો;
ક્રોધને તેં કીધો [1]વાલોરે, સાંભળ પ્રાણી. ૩
જુવાનીમાં ગયો છાકી, પાપમાં ન રાખી બાકી;
શિખામણ દઈ ગયા થાકીરે, સાંભળ પ્રાણી. ૪
સંગ તેં કુસંગ કીધો, ઝેરનો તેં પ્યાલો પીધો;
અમૃતનો ઢોળી દીધોરે, સાંભળ પ્રાણી. ૫
કુંભછે કાયાનો કાચો, તેમાં ઝાઝું શીદ રાચો;
હરિનો મારગ સાચોરે, સાંભળ પ્રાણી. ૬

---

૧ વહાલો.

જીવ જાશે કાયા મૂકી, [1]અગનિમાં દેશે ફુંકી;
હતો ડાહ્યો ગયો ચુકી, સાંભળ પ્રાણી. ૭
અંતકાળે જશો જ્યારે, સાથે નહિ આવે ત્યારે;
સગાં તારી કોઈ વાહરે રે, સાંભળ પ્રાણી. ૮
પુન્ય પાપ થશે સાથે, કીધું જે પોતાને હાથે;
સુખ દુઃખ તારે માથેરે, સાંભળ પ્રાણી. ૯
કમાણી તેં કુડી કીધી, પાપની તેં વાટ લીધી;
વાટ નવ ગયો શીધીરે, સાંભળ પ્રાણી. ૧૦
કહે ભગવાનલાલ, હજી સારી રીતે ચાલ;
ખરીદ તું ખરો માલરે, સાંભળ પ્રાણી. ૧૧



રાગ ઉપર પ્રમાણે.

કાળ ભમે તારે માથેરે તું ચેત પ્રાણી. ટેક.

કોણ માત કોણ તાત, કોણ નાત કોણ જાત;
એતો પોલ પોલી વાતરે, તું ચેત પ્રાણી. ૧૨
ક્રોડ થયાં માત તાત, ક્રોડ થઈ નાત જાત;
એમાં કોણ ખરાં ભ્રાતરે, તું ચેત પ્રાણી. ૧૩
ક્રોટી જન્મ તારા થયા, સઘળા તે એળે ગયા;
દુઃખમાં તો ડુબી રહ્યારે, તું ચેત પ્રાણી. ૧૪
માનવી દેહ મણિ જેવો, વારે વારે ક્યાંથી એવો;
લની લાભ હોય લેવોરે, તું ચેત પ્રાણી. ૧૫
મોટાં પુન્ય કર્યાં જ્યારે, મળ્યો મણી દેહ ત્યારે;
(પણ) હરીને સંભાર્યા ક્યારે રે, તું ચેત પ્રાણી. ૧૬
પુત્ર પરિવાર વાડી, ડાહ્યો થઈ લોભાણો [2]દાડી;
તેતો કાંટા કેરી ઝાડીરે, તું ચેત પ્રાણી. ૧૭
ચડી બેઠો ઘોડા ગાડી, સાથે મળી રૂડી લાડી;

---

૧ અગ્નિ. ૨ દહાડી.

તેથી આવ્યો વાટ આડારે, તું ચેત પ્રાણી. ૧૮
જુવાની તો જતી રહેશે, જરાનો પ્રવેશ થશે;
પછે ડોસા ડોસી કેશેરે, તું ચેત પ્રાણી. ૧૯
[1]વરવ્યો આકાર થાશે, ડાચાં તારાં બેશી જાશે;
માંડ માંડ તો ખવાશેરે, તું ચેત પ્રાણી. ૨૦
કાન જશે તારા ફુટી, સૌ તને લેશે લુટી;
પછી ભલે મર્ય કુટીરે, તું ચેત પ્રાણી. ૨૧
આંખે ઝાંખ થશે વળી, પગ તારા જશે ગળી;
માથે થાશે ધોળાં પળીરે, તું ચેત પ્રાણી. ૨૨
આટલો ખુણામાં ઢાળે, કોઈ તને ન સંભાળે;
ઘેરી લીધો આવી કાળેરે, તું ચેત પ્રાણી. ૨૩
જીભ તારી ઝકલાશે, કાલું બોલડું બોલાશે;
દાંતે દોઢ વળી જાશેરે, તું ચેત પ્રાણી. ૨૪
ઉપાડો ઉપાડો [2]કશે, આટલેથી હેઠો લેશે;
તને નવ ભાન રહેશેરે, તું ચેત પ્રાણી. ૨૫
ડચકાં બેચાર થાશે, જીવ તારો ઉડી જાશે;
[3]કરણીનું ફળ આશેરે, તું ચેત પ્રાણી. ૨૬
ઠાઠડીમાં બાંધી દેશે, બેજણા ઉપાડી લેશે;
સગાં તારાં રોતાં રહેશેરે, તું ચેત પ્રાણી. ૨૭
ચીતામાં જઈ મૂકી દેશે, [4]અગની લગાડી બેસે.
કાયા બળી રાખ રહેશેરે, તું ચેત પ્રાણી. ૨૮
મણી જેવી રૂડી કાયા, બાળતાં ન ચડે માયા;
ગયા રંક રાણી જાયારે, તું ચેત પ્રાણી. ૨૯
ગરીબ કે રાય રાણી, સુતાં [5]તીયાં સોડ તાણી;
જોતાં આવે આંખે પાણીરે, તું ચેત પ્રાણી. ૩૦

---

૧ વિરપ. ૨. કહેશે. ૩. જેવાં કામ કર્યાં હશે તેવું ફળ ભોગવશે. ૪ અગ્નિ. ૫ ત્યાં.

કાળજું તો ફાટી જાએ, સ્મશાન એવું દેખાએ;
એકલું ત્યાં ન [1]રેવાએરે, તું ચેત પ્રાણી. ૩૧
લોઢા જેવી જેની છાતી, થડક ધડક થાતી;
ધીર નથી ત્યાં ધરાતીરે, તું ચેત પ્રાણી. ૩૨
મુંઢ કે અજ્ઞાની જન, આવે ત્યાં ઠેકાણે મન;
ત્યારે ખોટું લાગે તનરે, તું ચેત પ્રાણી. ૩૩
અભિમાની કે અનાડી, તેને અહીઆં દીધા પાડી;
ચોરટા અને લબાડીરે, તું ચેત પ્રાણી. ૩૪
જ્ઞાની મુની કે જંજાળી, તેને અહીંયાં દીધા બાળી;
પાછી દેહ નવ ભાળીરે, તું ચેત પ્રાણી. ૩૫
ભયંકર જગ્યા ભારી, બાળી દીધાં નરનારી;
નવ કોઇને ઉગારીરે, તું ચેત પ્રાણી. ૩૬
કોઈ આજકાલ જાશે, મરણ *સઉની વાંસે;
આપણી એ દશા થાશે રે, તું ચેત પ્રાણી. ૩૭
માટી સાથે માટી મળી, રૂડી દેહ ગઈ બળી;
ભેદ નવ શકે કળીરે, તું ચેત પ્રાણી. ૩૮
પંચ મહાભૂત જાણો, એજ તેમાંથી કરાણો;
કરી નાંખ્યો તાણો વાણોરે, તું ચેત પ્રાણી. ૩૯
જુના દેહ ચાલ્યા જાય, નવા તો પ્રગટ થાય;
કરનારો ન કળાયરે, તું ચેત પ્રાણી. ૪૦
જુનાં વસ્ત્ર મૂકી જેમ, નવાં વસ્ત્ર પહેરે તેમ;
જીવનું તો જાણો એમ રે, તું ચેત પ્રાણી. ૪૧
કોયલા કાયાના થયા, સગા તારા ઘેર ગયા;
કોઈ +તીયાં નવ રહ્યારે, તું ચેત પ્રાણી. ૪૨
આ કથા અહીંથી રહી, જીવની શી ગતી થઈ;
સાંભળો તે ચીત્ત દઈરે, તું ચેત પ્રાણી. ૪૩

---

૧. રહેવાએ. * સૌ. + ત્યાં.

જીવ ચાલ્યો જમ સાથે, માર પડે તેને માથે;
પાપ જેવાં કીધાં હાથેરે, તું ચેત પ્રાણી. ૪૪
બહુ ભારી દુઃખ આપે, ગોખરના કાંટા ચાંપે;
લેવાયો તું તારે પાપેરે, તું ચેત પ્રાણી. ૪૫
લોહી કેરી નદી આવે, તેમાંતો તને ચલાવે;
ડબકાં તને મરાવેરે, તું ચેત પ્રાણી. ૪૬
એવાં એવાં દુઃખ ભારી, તેથી કંપે કાયા તારી;
ત્રાહી ત્રાહી હે મુરારીરે, તું ચેત પ્રાણી. ૪૭
થયું વર્ષ પુરૂં જ્યારે, જમપૂરી પોંહતો ત્યારે;
દુઃખમાંથી છોડે ક્યારે રે, તું ચેત પ્રાણી. ૪૮
હિસાબ તપાસ્યો તારો, ક્યાંઈ નવ દીઠો આરો;
પાપનો તું કરનારો રે, તું ચેત પ્રાણી. ૪૯
પુન્યનું તો શુન્ય વળ્યું, પાપનું તો ઢીમ ઢળ્યું;
કીધું પાપ આવી મળ્યું રે, તું ચેત પ્રાણી. ૫૦
યમરાજા બોલ્યા વાણ, નાંખોની નરક ખાણ;
રૌરવ નરક જાણરે, તું ચેત પ્રાણી. ૫૧
રૂદન તેં બહુ કીધું, ધ્યાન કોઇએ નવ દીધું;
નરકનું દુઃખ લીધુંરે, તું ચેત પ્રાણી. ૫૨
નરકમાં જંતુ ભારી, પુંઠે લાગ્યાં તેતો તારી;
કરડે બહુ ડંખ મારીરે, તું ચેત પ્રાણી. ૫૩
એક દીન કલ્પ જાણો, એવું દુઃખ મન આણો;
તુંતો બહુ ગભરાણોરે, તું ચેત પ્રાણી. ૫૪
બહુ દુઃખ પડ્યું જ્યારે, હરીને સંભાર્યા ત્યારે;
દીનોનાથ ધાયા વ્હારેરે, તું ચેત પ્રાણી. ૫૫
કોટી કલ્પ તેમાં ગયા, પ્રભુને ત્યાં આવી દયા;
ત્યારે તને કીધી *મયારે, તું ચેત પ્રાણી, ૫૬

---

* માયા.

કીધી કૃપા કૃપાનાથે, હાથ મૂક્યો તારે હાથે;
પાપ બળ્યાં તેની સાથેરે, તું ચેત પ્રાણી. ૫૭
બુદ્ધિ તારી ચોખી થઈ, પાપમતિ જાતી રહી;
હરિ ચરણે નમ્યો જ્યારે, તું ચેત પ્રાણી. ૫૮
જે જે કીધાં પાપ આગે, તેની તો તું ક્ષમા માગે;
ફરી ફરી પગે લાગેરે, પાવન થયો. ૫૯
નહિ કરૂં કુડું કામ, નિશદીન તારૂં નામ;
રસનાએ ઘનશ્યામરે, પાવન થયો. ૬૦
હુંઘું ×અગનાની પ્રાણી, તારી સેવા નવ જાણી;
કૂડી મેં કીધી કમાણીરે, પાવન થયો. ૬૧
તમેતો અંતરજામી, જગના પાળક સ્વામી;
પણ હું થયો હરામીરે, મેં કુડું કીધું. ૬૨
અકળીત ગતી તારી, મહા મુની ગયા હારી;
સદા તું આનંદકારી રે, પાવન થયો. ૬૩
હુંતો મહાપાપી પ્રાણી, પણ તમે મેહર આણી;
બચાવ્યો! સારંગપાણીરે, પાવન થયો. ૬૪
*સરવમાં રહ્યો વ્યાપી, ઓળખ્યો નહિ તથાપી;
હતો હું પૂરણ પાપીરે, પાવન થયો. ૬૫
પ્રભુ તું પાળક દાતા, તું પિતા ને તુંજ માતા;
તુંજ થકી સુખ શાતારે, પાવન થયો. ૬૬
પ્રીત પ્રભુ તારી સાચી, બીજી પ્રીત તેતો કાચી;
માગું પ્રીત તારી જાચીરે, પાવન થયો. ૬૭
જગમાં અખંડ તમે, નાશવંત પ્રાણી અમે;
ભવમાંહે ભૂલ્યા ભમેરે, પાવન થયો. ૬૮
દીનાનાથ દયા કરો, શરણ તમારે ધરો;
[1]ભગત તમારો ખરોરે, પાવન થયો. ૬૯
પ્રભુ તવ બોલ્યા વાણી, સાંભળ પામર પ્રાણી;

× અજ્ઞાની. * સર્વ. ૧ ભક્ત.

માન વિદેહ આપું જાણીરે, પાવન થયો. ૭૦
એક વાર ભૂલ કીધી, પણ તે મેં માફી દીધી;
હવે જાજે વાટ સીધીરે, પાવન થયો. ૭૧
કરવા કસોટી તારી, પાછી માનુષદેહ ધારી;
તક મળી ઘણી સારીરે, પાવન થયો. ૭૨
ચેતવાનો આપ્યો વારો, રખે પાપી પંથ ધારો;
પછી નથી ક્યાંઈ આરોરે, પાવન થયો. ૭૩
જગમાં તું આવ્યો ફરી, +ભગતિ શું પ્રીતી કરી;
કૂસંગત કીધી પરીરે, તેં રૂડું કીધું. ૭૪
ઉપકારી કામ કીધાં, સાધુને તેં સુખ દીધાં;
જ્ઞાનનાં તેં વહાણ લીધાં રે, તેં રૂડું કીધું. ૭૫
દુઃખીને તેં દવા આપી, તેનાં દુઃખ નાંખ્યાં કાપી;
ઘણી તો શાળાઓ થાપીરે, તેં રૂડું કીધું. ૭૬
ભણે જેમાં બાળ બાળા, કીધી એવી રૂડી શાળા;
કરાવી ધરમશાળારે, તેં રૂડું કીધું. ૭૭
પાણીની જ્યાં હતી તાણ, કરાવ્યાં તેં ત્યાં નવાણ;
પુન્યની તેં લીધી [1]લાણરે, તેં રૂડું કીધું. ૭૮
ભુખ્યાંને ભોજન આપ્યાં, દુખી કેરાં દુઃખ કાપ્યાં;
સદાવ્રત બહુ થાપ્યાંરે, તેં રૂડું કીધું. ૭૯
નીતિનો [2]મારગ ઝાલ્યો, પાપથી ડરીને ચાલ્યો;
ખરો તેં ધરમ પાળ્યોરે, તેં રૂડું કીધું. ૮૦
ભલે તું કમાયો ભાઈ, રૂડું કીધું આવી આંહી;
જગમાં થ્યો[3] સુખદાઈરે, તેં રૂડું કીધું. ૮૧
લાખો ઉપકાર કીધા, બતાવ્યા [4]મારગ સીધા;
અમૃતના પ્યાલા પીધારે, તેં રૂડું કીધું. ૮૨
પરીવાર ઘણો થયો, તેમાં ડુબી નવ ગયો;

+ ભક્તિ. ૧ લહાણ. ૨ માર્ગ. ૩ થયો. ૪ માર્ગ.

નીતિને મારગ ચાલ્યોરે, તેં રૂડું કીધું. ૮૩
ઘણાં પોતે સુખ લીધાં, બીજાને પણ સુખ દીધાં;
હરિ *કિરતન કીધાંરે, તેં રૂડું કીધું. ૮૪
કાયા તારી સુખી રહી, દેહે પીડા નવ થઈ;
ઈચ્છા ઈશ પાસે ગઇરે, તેં રૂડું કીધું. ૮૫
ઈંદ્રીઓ આલ્હાદ રહી, પીડા કાંઈ નવ થઈ;
જરાવસ્થા પુરી થઈરે, તેં રૂડું કીધું. ૮૬
હરિ કેરૂં નિશ દિન, રટણ તેં કીધું મન;
ધન તને ધન ધનરે, તેં રૂડું કીધું. ૮૭
જગમાં બહુ સુખ લીધું, હરિ રસ પાન પીધું;
તેતો તારૂં કાજ સીધુંરે, તેં રૂડું કીધું. ૮૮
ઈચ્છા તારી થઇ જ્યારે, પ્રભુ પાસે જવા ત્યારે;
વિમાન આવ્યુંજ દ્વારે રે, તેં રૂડું કીધું. ૮૯
દેવનું વિમાન આવ્યું, પ્રીતે કરી મન ભાવ્યું;
મોતીએ તેને વધાવ્યુંરે, તેં રૂડું કીધું. ૯૦
વિમાનમાં બેઠો જઈ, પુષ્પની તો વૃષ્ટિ થઈ;
[1]કીરતિ આકાશ ગઇરે, તેં રૂડું કીધું. ૯૧
દેવનાં દુંદભી વાગ્યાં, ગાયક ત્યાં ગાવા લાગ્યાં;
ધન્ય તારાં ભાગ્ય જાગ્યાંરે, તેં રૂડું કીધું. ૯૨
દેવતા જોવાને આવ્યા, ભેટ સાથે રૂડી લાવ્યા;
જોતાં બહુ મન ભાવ્યારે, તેં રૂડું કીધું. ૯૩
[2]સ્વરગમાં પહોંચ્યો જ્યારે, સામૈયું ત્યાં આવ્યું ત્યારે;
ઠાઠ માઠ કીધા ભારે રે, તેં રૂડું કીધું. ૯૪
પ્રભુ થયા [3]પરસન, આપ્યું તને [4]દરશન;
ધન પ્રાણી ધન ધનરે, તેં રૂડું કીધું. ૯૫
ચોરાશીની જાળ કાપી, ઉત્તમ પદવી સ્થાપી;

---

* કિર્તન. ૧ કિર્તિ. ૨ સ્વર્ગ. ૩ પ્રસન. ૪ દર્શન.

અખંડ આયુષ્ય આપોરે, તેં રૂડું કીધું. ૯૬
આવાં જ્યારે પુન્ય કર્યાં, કૂળતો ઓતેર તર્યાં;
કામ [1]સઉ તારાં સર્યાંરે, તેં રૂડું કીધું. ૯૭
ઓતેર પાવન કીધાં, [2]સ્વરગમાં ભળાં લીધાં;
અખંડ ત્યાં સુખ દીધાંરે, તેં રૂડું કીધું. ૯૮
જીવ શિક્ષા પ્રીતે કહી, વાંચો તમે ચિત્ત દઈ;
સુનીતિ [3]મારગ જઈરે, તેં રૂડું કીધું. ૯૯
પ્રીતેથી જે પાઠ કરે, કૂળતો ઓતેર તરે;
ઉપદેશ કાન ધરેરે, તેં રૂડું કીધું. ૧૦૦
કહે ભગવાનલાલ, ચતુર ચેતીને ચાલ;
એણુ જાણે કેવી કાલરે, તેં રૂડું કીધું. ૧૦૧

## દોહરો.

સો જનના હિત કારણે, કહી કથા સુખકાર;
વાંચે કે શ્રવણે સુણે, ધન તેનો અવતાર. ૧૦૨

---

૧ સૌ. ૨ સ્વર્ગ. ૩ માર્ગ.

